ગાંડીવ બાલોદ્યાનમાળા (૨)
પુષ્પ: :સાતમું

# સબરસ

( મેઘધનુષનો જોડીઓ ભાઈ )




પ્રગટકર્તા–

ગાંડીવ સાહિત્ય મંદિર

૧૮૦, કેળાંપીઠ

સુરત

મુદ્રકઃ પ્રકાશક
નટવરલાલ વીમાવાળા
ગાંડીવ સાહિત્ય મંદિર
તરફથી
ગાંડીવ મુદ્રણાલય
કેળાંપીઠ
સુરત

આવૃત્તિ પહેલી : : પ્રત ૩૦૦૦

૦-૩-૦

# સપરમે દહાડે સબરસ

બેસતા વરસને દહાડે સ્હવારના પહોરમાં ગુજરાતમાં ઠેરઠેર એ બૂમો સંભળાય છે અને વર્ષની પહેલી ઘડીએ શુકન તરીકે પૈસા બે પૈસાનું સબરસ લઇ તેમાંથી બે કાંકરી નાણાંની કોથળીમાં, ને બે કાંકરી અનાજની કોઠીમાં નાંખવાનો રિવાજ છે. એ સબરસ વડે લાભ, સવાઇ ને બરકત થશે એવી આશા વેચનારા પણ દર્શાવે છે ને લેનારા પણ રાખે છે. એ સબરસ વડે બધાનીજ આશા ફળીભૂત થાય છે એમ નથી. પણ અહિં જે સબરસ રજુ થાય છે એ તો સૌને માટે લાભ દેનારૂં છે. જ્ઞાનના જેવું સબરસ બીજુ શું હોય ? લાભ, સવાઇ ને બરકત કરવાનો એકજ ધોરી માર્ગ છે—જ્ઞાન વધારવાનો. એવું નવી જાતનું સબરસ આ ચોપડીમાં રજુ થાય છે. એ ખરેખરૂં સબ-રસ છે કેમ કે એમાં બધા રસ છે. મીઠાની પેઠે એમાં માત્ર ખારાશ નથી. એમાં તો તીખાશ, મીઠાશ, ખટાશ બધુંયે છે. અને એ બધાની પાછળ એક અતિશય પુષ્ટિકારક તત્વ રહેલું છે. સાૈ કોઈ એને લુંટો.

# મધપૂડો

સબરસમાં તો કકડા ટુકડા છે. પણ આ મધપૂડામાં તો મોટા મોટા લેખો છે. સબરસની પેઠેજ તે ઇતિહાસના, ભૂગોળના, ખગોળના, ગમ્મતના, ચરિત્રના છે. અને સાથે સાથે દરેક પાને ચિત્રો છે. રંગ-બેરંગી છપાઇ છે. પાકું પુંઠું છે. લેખો ઘણા રસીલા છે અને દરેક બાળક હોંશે હોંશે વાંચે તેવા છે. કિમ્મત માત્ર બાર આના છે. ટપાલ ખર્ચ ૦--૪—૦

# ગાંડીવ સાહિત્ય મંદિર

**ગાંડીવ અઠવાડિક**

દર બુધવારે પ્રગટ થાય છે. તેમાં આખા ગુજરાતની ખબરો, નોંધો, રમુજી અને સાહિત્યની ચર્ચા પ્રગટ થાય છે. લવાજમ સુરતમાં રૂપિયા ત્રણ. બહારગામ રૂા. ૪) પરદેશ શિલિંગ દશ.

**ગાંડીવ છાપખાનું**

ગયા આઠ વરસની કારકીર્દિમાં આ છાપખાનાએ શુદ્ધ અને સ્વચ્છ છાપકામ કરવા માટે સારી ખ્યાતિ મેળવી છે.

**ગાંડીવ સાહિત્ય**

મંદિરના આ વિભાગમાં તમામ ઉત્તમ લેખકોનાં વખણાયલાં પુસ્તકો તેમજ નિર્દોષ, રસીલી અને બોધક કૃતિઓ મળી શકે છે. લ્હાણી કરવા લાયક ચોપડીઓ માટે ત્યાંજ લખો

**સરનામું ૧૮૦, કેળાંપીઠ સુરત**

**સુરત આવો, ત્યારે જરૂર મુલાકાત લેશો.**

## ૧ શોધી કાઢો

નીચેની લીટીઓમાં છ જાણીતાં ગામોનાં નામો સળંગ છૂપાયેલાં છે. શોધી કાઢો, જોઉં. ને જડે ત્યારે મેળવી જોવા આ ચોપડીને કોઈક પાને જોજો.

હું કાંઇ ડરતો નથી. એ તે હરિલાલની રીત છે? એકઠો રમત ના રમે તો ઘેર જાય. કટકટ કરવી ને છતાં જોર મારવું એ કયાંનો ન્યાય?

## ૨ આંખનું તેજ

આંખમાં રાત્રે દિવેલ ચોપડીને સૂઈ જવાથી આંખનું તેજ વધે.

આંખમાં ચોકખું મધ ચોપડવાથી આંખનું તેજ વધે.

આંખમાં લિંબુનો રસ મૂકવાથી પણ આંખનું તેજ વધે—પણ ખુબજ ચચરાટ થશે, હોં!

આંખમાં હરડે ઘસીને ચોપડી હોય તો તેજ વધે.

કંઈ ન થાય તોયે હરડેને પાણીમાં રાત્રે પલાળી

સ્હવારે તે પાણીથી આંખ ખૂબ ધોતા રહેજો! પછી તમારે ચશ્માનો ખરચ નહિ કરવો પડે.

પણ એ બધું છતાં યે આંખ ખરાબજ હોય તો તો ચશ્મા લેતાં અચકાશો નહિજ.

## ૩ જીભને ફેરે

ઇંગ્રેજોને આપણાં ગામોનાં નામ બોલતાં ન આવડે તેથી તેમણે તે નામો બગાડી મૂકયાં. પણ ખૂબી એ થઇ કે હવે આપણેય એ બગડેલાં નામોજ બોલતા થઇ ગયા છીએ. દાખલા તરીકે:

મૂળ મેરઠનું મીરત થઇ ગયું.
,, પૂણાનું પૂના થઈ ગયું.
,, કાલીઘાટનું કલકત્તા થઇ ગયું.
,, મંડાલેનું માંડલે થઇ ગયું.
,, દેહલીનું દિલ્હી થઇ ગયું.

આવાં ઘણાં નામ છે. ઉપરાંત ભરૂચને બદલે બ્રોચ, મુંબાઈને બદલે બોમ્બે, ખેડાને બદલે કેરા, વડોદરાને બદલે બરોડા અને ખંભાતને બદલે કેમ્બે એમ આજ કાલ આપણામાંથી કોઇ કોઈ બોલવા લાગ્યા છે તે તો ખરેખર ખરાબજ કહેવાય. આપણાં ગામોનાં નામો કોઇ બગાડે તેથી આપણે શા સારૂ બગાડવાં? બરોડા મૂળ મરાઠી બડોદે પરથી આવેલું છે. દરેક શબ્દનું મૂળ શોધવાની તમે મહેનત કરશો તો મઝા ઘણી પડશે.

## ૪ શિયાળે

| | | | |
|---|---|---|---|
| રવૈયાં વેંગણ શિયાળામાં જ | થાય | | |
| ચિભડાં | ,, | ,, | ,, |
| (વાલ) પાપડી | ,, | ,, | ,, |
| મોટાં વેંગણ | ,, | ,, | ,, |
| ખાટાં લીંબુ | ,, | ,, | ,, |
| કોથમીર | ,, | ,, | ,, |

(આ શાકો બીજી ઋતુમાં થોડાં ઘણાં મળે ખરાં, પણ બહુ ઓછાં ને મોંઘાં )

## ૫ ગુંચવાડો

એ કહેવતોના અડધીયાં નીચેના શબ્દોમાં ભેરવાઇ પડયાં છે. તે ઉકેલી જુઓ, જોઇએ.

મેઘકાકા સમાન મામા જળ નહિ કહેવાના

## ૬ ગભરાશો નહિ

જાડું પાતળું ખાવામાં આવે અને દસ્ત ખૂબ થઇ જાય તો તે બંધ કરવા માટે નીચેનો ઈલાજ એકદમ અસરકારક છે.

ધાણા, જાવંત્રી, સુંઠ, સાકર — એ ચાર વસ્તુને સરખા પ્રમાણમાં પાણીમાં નાંખીને તે ઉકાળવું

અને ઉકાળો પી જવો. ટપ લઇને દસ્ત બંધ થઈ જશે.

## ૭ રમુજી ગામ

કરીમઃ અરે અલાબક્ષ, એક સવાલ પૂછું. સુરત જીલ્લાનું એક ગામ એવું છે, કે તેમાં એક મોટો દેશ આવી જાય છે. બોલ જોઇએ, એ ગામ કયું !

અલાબક્ષઃ સચીન. ચીન કંઈ નાનો સૂનો દેશ છે ! અરે, પણ પંચમહાલ જીલ્લાના એક ગામમાં આખી ને આખી પૃથ્વી સમાઈ જાય છે, તેનું શું ? તે કંઇ જડે છે !

કરીમઃ (માથું ખંજવાળે છે) ના ભાઈ, નથી જડતું.

અલાબક્ષઃ ગોધરામાંથી ગો જાય ત્યારે ધરા એટલે પૃથ્વીજ રહે કેની ?

## ૮ જાણવા જેવું

બાવીસસો વરસ પર સિકંદરે હિન્દુસ્તાન પર સવારી કરેલી. પણ તે કંઇ ફાવ્યો નહિ. પછી સેલ્યુકસે સવારી કરી. તે સુદ્ધાં હાર્યો. આ સેલ્યુકસે તો પોતાની દીકરી પણ અહિંના રાજા ચન્દ્રગુપ્ત મૌર્ય વેરે પરણાવી હતી. સેલ્યુકસ પરદેશી હતો. વળી ધર્મ પણ બીજીજ જાતનો પાળતો હતો. છતાં ચન્દ્રગુપ્ત એની દીકરી વેરે પરણ્યો તે પરથી જણાય છે કે અસલ કન્યાની આપલે સંબંધે બહુ છૂટનો વહેવાર હતો.

## ૯ સૈયડ-શીતળા

આ રોગ ઘણુંખરૂં બધાને સપાટામાં લે છે ને કોઇક તો એનાથી મરી પણ જાય છે. પણ મોટે ભાગે એ પોષ-મહા-ફાગણમાં બહુ ફેલાય છે. આપણા દેશમાં એ મહિના

વસંત ઋતુના છે. એ દરમ્યાન સૈયડ એટલા ફેલાય છે કે હિન્દમાં કેટલેક ઠેકાણે (બંગાળામાં) સૈયડને બદલે વસંત શબ્દજ વપરાય છે. 'વસંત આવ્યા' એમજ બોલાય છે. વસંતનોજ અર્થ સૈયડ થઈ ગયો છે. એ ઋતુમાં સૈયડથી સૌએ ચેતતા રહેવું જોઇએ.

## ૧૦ જુનું અને નવું

પેશાવરનું નામ અસલ પુરૂષપુર હતું.

લાહોરનું અસલ નામ લવપુર મનાય છે.

ભરૂચનું જૂનું નામ ભૃગુકચ્છ કહેવાય છે.

ખંભાત નામ સ્તંભતીર્થ પરથી બગડીને થયેલું છે.

વળા વલ્લભીપુરનુંજ ખંડીયેર સ્વરૂપ છે.

કલકત્તા તો કાલીઘાટ પરથી થયું છે એ કોણ નથી જાણતું ?

## ૧૧ પાર એટલે ?

પાર=છેડો, અંત } આ બે અર્થ
પાર=કિનારો (નદીનો) } મૂળે એક છે.

પાર=નામની નદી છે.

પાર=બરણી અથવા માટલાને પણ કેટલેક ઠેકાણે પાર કહે છે !

## ૧૨ ગમ્મતી કાગળ

વસંત ને અરૂણ દોસ્ત થાય. બંને કાકા કાકાના છોકરા. પણ તેમને બને બહુ. રમણ રહે મુંબાઇ. અરૂણ સુરત

રહે. વસંત જ્યારે રજામાં સુરત આવે ત્યારે બંનેને બહુ મઝા પડે. વસંત ચાલાક બહુ. અરૂણની વરસગાંઠને દિવસે વસંતનો એક કાગળ આવ્યો. કાગળ નીચે મુજબ હતો.

સોલાપુર મહેમદાવાદ
વાલોડ રણોલી
૭ પુડા ૧ લીંગી ૧૨ડોલી

ભાવનગર ઇડર

નડીયાદ વેજલપુર વલસાડ રતનપુર સેજપુર સુરત ખીદરપુર થરપારકર જેતપુર એરૂ જમ્બુસર

વડોદરા સંતરામપુર તળાજા

વસંતે શું લખ્યું છે? શોધી કાઢો જોઉં, બહુજ સહેલું છે. અંદર ને અંદર તેનો ઉકેલ આપેલો છે.

## ૧૩ શોધવા જેવું

રોટલી ઘઉંની થાય છે. એની નરજાતિ કરતાં રોટલો શબ્દ થાય. પણ એ તો બાજરી, જુવાર કે મકાઇનોજ હોય! આ ફેર કેમ પડયો હશે? ઘઉંની રોટલી ગમે તેટલી જાડી તોયે રોટલીજ કહેવાય અને જુવારનો રોટલો ગમે તેટલો પાતળો તોયે રોટલોજ કહેવાય. એમ કેમ હશે?

## ૧૪ ભૂલભૂલામણી

રમણઃ અલ્યા નટુ, એક ઉખાણું પૂછું. બોલ જોઉં? કયો રોગ ખાવાના કામમાં આવે છે?

નટુઃ અહોહો! અમદાવાદમાં મરકી મળે છે તે. પણ

અલ્યા, હવે એ કંઇ બહુ ખવાતી નથી–દેખાતી નથી. હવે હું તને એક પૂછું તે કહે, જોઉં. એવું કયું વાસણ છે જે ગણવામાં વપરાય છે?

રમણ: અહો! તારા જેવો કોઈ ન જોયો. તને બે કુંડી પતંગ વગર ન ચાલે ને તારા ભાઇથી બે કુંડી પાણી વિના ન ન્હવાય!

## ૧૫ એમ કેમ હશે?

સિંહની વહુ તે સિંહણ
વાઘની વહુ તે વાઘણ
હાથીની વહુ તે હાથણ (હાથણી)
પણ મોરની મોરણ નહિ, ઢેલ
ઉંટની ઉંટણ નહિ, સાંઢણી

મેના એ પોપટની વહુ નથી, પોપટની વહુ પોપટી કહેવાય છે. મેના તો જુદુંજ પક્ષી છે. પોપટની જેમ શીખવ્યાથી એ મીઠું મીઠું બોલી શકે છે એટલુંજ. સામાન્ય રીતે પોપટની સાથેજ મેનાનું નામ યાદ આવે છે.

## ૧૬ પોપટી એટલે?

પણ પોપટી શબ્દ વળી પાછો શીખવા જેવો છે. એના અર્થ ઘણા છે. પોપટની સ્ત્રી તો ખરીજ. વળી 'પોપટી' નામનો એક છોડ છે તેનાં દરાખ જેવાં ફળ ખાઈ શકાય છે. બીજો એક વેલો પણ પોપટીના નામથી ઓળખાય છે. વળી એરંડા–દીવેલાના ઝાડને થતા એક રોગને પણ પોપ-

ટીના નામથી ઓળખે છે. આમ પોપટી શબ્દના અર્થ ઘણાક છે.

## ૧૭ નવાઇ ખરી?

કેટલાય શબ્દ એવા છે જે મૂળ સ્ત્રી જાતિના છે. ઘણું ખરૂં પુરૂષ પરથી સ્ત્રીનું નામ પડે છે. જેમકે સિંહ, સિંહણ ધોબી, ધોબણ. પણ આ શબ્દોમાં સ્ત્રી પરથી પુરૂષનું નામ પડે છે, જેમકે

પલાંઠી પરથી પલાંઠો
સોટી પરથી સોટો
થાળી પરથી થાળો
ચોપડી પરથી ચોપડો
સોય પરથી સોયો

ફુરસદ મળે ત્યારે આવા પાંચ પચાસ શબ્દ શોધી કાઢજો.

## ૧૮ કેવા ચતુર!

અમેરિકાથી આપણા દેશમાં મોટરો બહુ આવે છે. સરકારે મોટરો દેશમાં આવે તેના પર મોટી જકાત નાંખી છે એટલે દેશમાં દાખલ થતાંજ સરકારનો વેરો તેને ભરવો પડે છે. પણ આ વેરો આખી મોટર પર છે. મોટરોના છુટા છુટા ભાગો પર નથી. તેના પર ઘણો ઓછો વેરો છે. એટલે અમેરિકાવાળાએ એવી ગોઠવણ કરી છે કે મોટરોના છુટા છુટા ભાગો બનાવી અહિં મોકલી આપે છે અને તે

જોડી લેવા માટે મુંબાઈમાં એક જબરજસ્ત કારખાનું કાઢયું છે. આમ થયાથી તેમને પોતાના માલ પર ઘણી ઓછી જકાત લાગે છે. આજ રીતે સ્વીડનવાળાઓએ આપણા દેશમાં ઠેરઠેર દિવાસળીના કારખાનાં કાઢ્યાં છે.

## ૧૯ નવાઇનાં ઠેકાણાં

કયા શહેરના બારણામાંજ હરિ ઉભેલા છે?
કઇ નદીને નાકે દુશ્મનો ઉભેલા છે?
કયા શહેરના ૨/૩ ભાગમાં બીજું મોટું શહેર વસેલું છે?
જવાબ આ ચોપડીને કોઇક પાને જોઈ લેજો.

## ૨૦ બચુકલા વાંદરા

બ્રાઝીલના જંગલમાં એક જાતનાં બચુકલાં વાંદરા મળી આવ્યાં છે. તે વાંદરાનું વજન પાશેરથી વધારે નથી હોતું પણ ઘાટ ને દેખાવ અણિશુદ્ધ વાંદરાનો છે. તેઓ ઝીણાંઝીણાં પુલ, મૂળીયાં વગેરે ખાઇને જીવે છે.

## ૨૧ મીઠી નોકરી

અમેરિકાની સરકારે એક નવો ઓધ્ધો કાઢયો છે: ટિકડીઓ ચાખવાનો. દેશમાં બનતી તમામ જાતની ટિકડીઓ પીપરમીટો ચાકલેટોને ચાખી ચાખી તેની કિંમત નકકી કરવાનું કામ એ ઓદ્ધાવાળાએ કરવાનું. હમણાં એ પદવી પર એક બાઇ કામ કરે છે. ચાકલેટ કે ટિકડી ખરાબ હોય તો તેણે તરત તે વિષે ખબર આપી તે માલ રદ કરવાનો.

પણ આખો દહાડો ચાખબેચાખ કરવાનું. એમજ કહોને કે મિઠાઈ ચાખ્યા કરવામાંજ તેનો બધો વખત જાય. આવી નોકરી મીઠી લાગે, ખરૂં કની ? તમને એ મળે તો ?

ભૂલશો માં ! આખો દહાડો એકની એક ચીજ ખાવાની હોય, તો તે ગમે એવી સરસ હોય તોય ન ભાવે. ઉલટી જીભ ખરાબ થઈ જાય. પેલી 'બરફીપુરી'વાળી છોકરી લીલીની વાત યાદ છે ને ?

## ૨૨ કલકત્તામાં દુધ

દરેક વાતની આજકાલ ગણુતરી થાય છે. એક જણે એવી ગણુતરી કરી છે કે કલકત્તામાં રોજ ૩૦૦૦ મણ દુધ વપરાય છે. તેમાંનું એક હજાર મણ દુધ ખુદ શહેરમાંનાજ ગોવાળો પાસેથી મળે. બીજું હજાર મણ દુધ કલકત્તાની આસપાસને ગામડેથી પગપાળા માણુસો લાવે અને બાકીનો ત્રીજો ભાગ દૂરથી આગગાડીમાં આવે છે. આ હિસાબે માણુસ દીઠ પોણો પાશેર દુધ કલકત્તા શહેરમાં વપરાય છે. કેટલું ઓછું !

તમે તમારા ગામની ગણુતરી શોધી કાઢવાની તજવીજ કરી જુઓ.

## ૨૩ ખેડા ને સુરત

ખેડા જીલ્લાના ને સુરત જીલ્લાના ગામનાં નામો સરખાવી જોજો. ખેડામાં 'સદ' ઘણા છે. સુરતમાં 'સાડ' ઘણા છે. દાખલા તરીકે કરમસદ, વીરસદ, બોરસદ, એ ખેડા જીલ્લાનાં ગામ. વલસાડ, અમલસાડ, ખરસાડ, સુનસાડ એ સુરત

જીલ્લાનાં ગામ. પંચમહાલ જીલ્લાને વળી ઓલ–લોલ વધારે ગમે છે. ત્યાં હાલોલ પીલોલ, ડેરોલ, દેલોલ, મહેલોલ, વગેરે ગામોનાં નામ છે. આમ જીલ્લે જીલ્લે ગામનાં નામોની રીતભાત પણ જુદી જુદી દેખાય છે. કોઇ વિચાર કરે તો એમાંથી પણ કંઇક નવો અર્થ નીકળી આવે.

## ૨૪ કાચના જેવું લોઢું

દાક્તર કાર્લ મૂલર મૂળ જર્મન છે. તેમણે એક નવી શોધ કરી છે. તેઓ લોખંડને એટલું પાતળું ટીપી શકે છે કે કાચની પેઠે તેમાંથી આરપાર જોઇ શકાય છે આ કામ, અલબત્ત, યંત્ર વડેજ થાય છે. લોઢાનું આ પારદર્શક પતરૂં ફુંક મારતાં ઉડી જાય છે. આ જાતના પતરાનો ઘણી ઘણી જાતનો ઉપયોગ થઇ શકશે એમ મનાય છે. તમે કંઈક એવી શોધ કરો તો દુનિયામાં તમારૂં પણ નામ થઈ જાય.

## ૨૫ કાદવનો વરસાદ

થોડા વખત પર ન્યુઝીલાંડમાં એક ભારે ગમ્મત થઈ. એક દહાડો અચાનક સાંજે આકાશ અંધરાયું, વાદળ ચઢી આવ્યાં અને વરસાદ ધમધમાટ પડયો. પણ તેમાં પાણી ન પડયું. તેમાં કાદવના નાના નાના ગોળા પડયા! જ્યારે વરસાદ અટકયો ત્યારે બધા છાપરા, રસ્તા, ગાડીઘોડા વગેરે પર કાદવજ કાદવ! લોકો ગભરાઈ અકળાઈ ગયા. કહે છે કે પચીસેક વરસ પર પણ એવો વરસાદ તેજ સ્થળે થયેલો! એવોજ રેવડીઓનો વરસાદ પડે તો? તે તમને બહુ ગમે,

નહિ વારૂ ?

## ૨૬ જરા તસ્દી લેજો

એક પેટે ચાલનાર પ્રાણીનું નામ લઈને દવા, ફુલ જ્ઞાતિ, તહેવાર, અટક વગેરેનાં નામ પડ્યા છે. તમે તે શોધી કાઢશો ? જવાબ કોઈક પાને.

## ૨૭ છપ્પન કરોડ!

તમે કહેશો, અધધધધ! છપ્પન કરોડ! પણ શું છપ્પન કરોડ? રૂપિયા, પૈસા, ચીચોડા, નારંગી, શું ? અરે આ તો લોઢાની વાત છે લોઢાની. બધી ધાતુમાં સૌથી ઉપયોગી એ છે. ટાંકણી કે ચપ્પુથી માંડી મોટા મોટા સંચા એનાજ બને. અબજો ખાંડી લોઢું દુનિયામાં દર વરસે વપરાય છે. પણ લોઢું કાટ ખાતી ધાતુ છે. કાટને લીધે તે ખવાઈ જાય છે. આવી રીતે–કાટને લીધે આખી દુનિયામાંથી ખવાઈ જતું લોઢું વજનમાં છપ્પન કરોડ ને ૭૦ લાખ મણ થાય છે! અધધધ! કેટલું બધું નુકસાન! અમેરિકાના પંડિતો આ નુકસાન કેવી રીતે અટકે ને લોઢું કટાય નહિ એની જુક્તિ ખોળી રહ્યા છે. એ જુક્તિ જડે તો બેડો પાર થાય ને દુનિયાનું નુકશાન બંધ થાય! હાલ તો આ નુકસાન દર વરસે થાયજ છે.

## ૨૮ ફુલ તાજાં રાખો

તમારા ઘરમાં ફુલદાની છે ? ટેબલ પર તે મૂકી તેમાં

ફુલ રાખો છો ! તમે ફુલ રાખતા હો તો તે પુલદાનીમાં પાણી રેડતાજ હશો, ને તેમાં પુલની નીચલી દાંડી નાંખતા હશો; પણ હવેથી એ પાણીમાં થોડું કપુર નાંખજો. એના વડે પુલ વધારે ટકશે, વધારે વખત તાજાં રહેશે.

## ૨૯ પાનાનો એક ખેલ

જમુને પાનાના ખેલ જાતજાતના આવડે. એક દહાડો શનિવારે ઠાકોરકાકાની વાડીના ઓટલા પર બધા રમતા હતા. ભગુ, નવનીત, સુરજલાલ, સરયુ, અરવિંદ બધા હતા. બધા રમતા હતા. એટલામાં જમુ ત્યાં આવ્યો. એટલે સરયુ બોલી: જમુભાઈ, જમુભાઇ, તમે પાનાના ખેલ કરોને !

જમુ હસીને કહે: હા, ચાલો. આજે એક નવોજ ખેલ બતાવું.

અરવિંદ બોલ્યો: કેવી રીતે ?

જમુ બોલ્યો: જો, આ બાવન પાનામાંથી ચારે જાતના દસ્સા, ગુલામ, રાણી ને બાદશાહ કાઢી નાંખ.

ભગુની પાસે પાના હતા તેણે એ પ્રમાણે કરીને કહ્યું: વારૂ પછી.

હવે એમાંથી ગમે તે બે પાનાં તમે તમારા મનમાં નક્કી કરીને જોઇ લ્યો.

ભગુએ જોઇ લીધાં: વારૂ, પછી.

જો હવે,—એમાંના એકના આંકડાને બેયે ગુણી તેમાં પાંચ ઉમેર.

વારૂ પછી !—ભગુએ પૂછ્યું.

હવે તેને પાંચે ગુણી કાઢ અને બીજું ધારેલું પાનું હોય તેનો આંકડો ઉમેરી દે.

ભગુ બોલ્યો: વારૂ, ઉમેર્યા.

ઠીક ત્યારે. બોલ, હવે કેટલા થયા? એટલે તુરત હું તને કહીશ કે તારા ધારેલા પાનાં કયાં છે!

ભગુ બોલ્યો: કુલ છપ્પન થયા.

ભગુ બોલ્યો ન બોલ્યો ત્યાં તો જમુ કહે: તેં ધાર્યાં તે બે પાનામાં એક તીરી છે અને એક એકકો છે. ખરૂં ને!

ભગુ કહે: હા, અલ્યા! એ કેમ જાણ્યું?

સરયુ, નવનીત બધાં અજાયબી પામ્યાં. સરયુએ તો જીદ લીધી કે જમુ, મને એ ખેલ શીખવ.

ત્યારે જમુએ કહ્યું: જુઓ, જે રકમ કહે તેમાંથી ૨૫ બાદ કરવા. તેમ કર્યાથી બે આંકડાની રકમ થશે. તે બંને આંકડાવાળાં બંને પાનાં જાણવાં.

દાખલા તરીકે પંજો ને સત્તો ધાર્યા છે.

હવે સત્તાને બેયે ગુણી પાંચ ઉમેર્યા એટલે ૧૯ થયા. તેને પાંચે ગુણ્યા એટલે ૯૫ થયા. તેમાં પંજાના પાંચ ઉમેર્યા એટલે ૧૦૦ થયા. આ રકમમાંથી મેં બતાવ્યા મુજબ ૨૫ બાદ કરો એટલે ૭૫ આવ્યા. બસ, પંચોતેર પરથી સત્તો ને પંજો ધાર્યા છે એમ કહી દેવાનું. કેમ? કેટલું સહેલું?

તમે, સબરસના વાંચનારાં, આ ખેલ જરૂર દોસ્તો પર

અજમાવી જોજો. ખેલ એવો છે કે પાનાં નહિ હોય તો પણ ચાલશે.

## ૩૦ ડાઘા પડે છે ?

ચ્હા પીતાં કદાચ ધોતિયા પર કે ઓઢણી પર તે ઢળાય તો શું કરશો? મોડેથી ધોવા જશો તો ડાઘા કદાચ જાય કે નહિ જાય. ઘણી વાર નહિજ જાય. આ ઉપાય કરજો. ડાઘો પડતાં તુરતજ તે જગા પર જરા મીઠું ચોપડી દેજો. પછી કલાકેક રહીને ધોઈ નાંખજો. ડાઘા નહિજ રહે. અજમાવી જોજો.

## ૩૧ કેવી આગ

અમેરિકાના સંયુક્ત રાજ્યો (યુનાઈટેડ સ્ટેટ્સ)માં એક રાજ્ય પેન્સીલવેનીયા નામે છે. એમાં એક મોટી જબરદસ્ત કોલસાની ખાણ છે. આ ખાણમાં ઈ. સ. ૧૮૫૮ની સાલમાં આગ લાગી અને માણસોને નાસી જવું પડયું. તે પછી આગ બુઝાવવા બહુ બહુ ફાંફાં માર્યાં પણ તે હોલવાતીજ નથી. હજુ સુધી ઓછાવત્તા પ્રમાણમાં તે બળ્યા કે ધુંધવાયાજ કરે છે!

## ૩૨ પશુપતિનાથ

આ દહેરૂં મોટું જાત્રાનું ધામ મનાય છે. નેપાળની રાજધાની ખટમંડુ નામે છે. ત્યાંથી તે બેએક માઈલ દૂર છે. તે વાગમતીના કિનારા પર આવેલું છે. ત્યાં શિવરાત્રી પર મોટો મેળો ભરાય છે અને હજારો માણસો ભેળા થાય છે.

અને જાણવા જેવું એ છે કે આવા માણસોમાંના ઘણાક રેલ્વેગાડીમાં ટીકીટ લીધા વિનાજ ચઢી બેઠેલા બાવાઓ અને ગરીબો હોય છે!

## ૩૩ બાર વાગ્યા!

પૃથ્વી સુરજની આસપાસ ફરે છે તેને લીધે સુરજનો પ્રકાશ દુનિયાના જુદા જુદા ભાગમાં જુદી જુદી રીતે પડે છે. વળી એજ કારણથી દુનિઆના જુદા જુદા ભાગોમાં ઘડિઆળમાં પણ વખત જુદો જુદો દેખાય છે. જ્યારે મુંબાઈમાં ખરા બપોર હોય—ખરા મધ્યાહ્ન થયા હોય એટલે કે બરાબર બાર વાગ્યા હોય, ત્યારે દુનિયાના બીજા મોટા શહેરોમાં ઘડિઆળમાં શું વખત થયો હોય એ જાણવા જેવું છે.

મુંબઈમાં બપોરના ૧૨ (બરાબર) હોય—
લંડનમાં ત્યારે સ્હવારના ૭ ઉપર ૧૦ મિનિટ
પેરીસમાં ,, ૭ ,, ૨૦ ,,
રાજકોટમાં બપોરના ૧૨માં આઠ કમ
અમદાવાદમાં ,, ,, ,, એક કમ
લાહોરમાં ,, ૧૨ ઉપર છ મિનિટ
એડનમાં સ્હવારના ૧૦ ઉપર ૧૦ મિનિટ
મદ્રાસમાં બપોરના સાડાબાર
બર્લિનમાં સ્હવારે આઠ ઉપર ત્રણ મિનિટ
કલકત્તામાં બરાબર બપોરનો એક
રંગુનમાં ,, ,, દોઢ
આવા જુદા જુદા વખત ઘડિયાળ બતાવે છે.

## ૩૪ એ કરોળીયો ખરો!

આપણા ગુજરાતી કરોળીયા બહુ ડાહ્યા ને નરમ છે, પણ એમના કેટલાક પરદેશી ભાઇબંધો મહા તોફાની અને જબરા હોય છે. મોંગીર શહેર મીરકાસમની રાજધાની તરીકે પ્રખ્યાત છે. તે પટણા પાસે આવેલું છે. ત્યાંના કરોળીયા બારબાર હાથ લાંબું જાળું વણી શકે છે. એ જાળું લીલા રંગનું હોય છે.

લંકાના કરોળીયા તો એવા હોય છે કે ઘરોળીને સુદ્ધાં પકડી પકડીને ખાઇ જાય છે.

પણ એ બધાથી ચઢી જાય, એવો કરોળીયો હિમાલયનો. એનાથી તોબા પરમેસર! એને કંઇ જીવડાંથી ચાલે નહિ. એ તો આખા ને આખા પક્ષીઓ હોઇયાં કરી જાય! એ રંગે લાલ અથવા કાળો હોય. એને જોઇને જરૂર જરા બ્હીક લાગે.

## ૩૫ કાચબો અને ગુલાબ

લંડનમાં ઝુ કરીને એક બાગ છે. ત્યાં દેશ દેશાવરના પ્રાણીઓ ભેગાં કરી રાખેલા છે. આ બાગમાં એક કાચબો છે. તેની ઉમ્મર અઢીસો વરસથી વધારે છે. જર્મનીમાં હિલ્ડશીમ કરીને શહેર છે. ત્યાંના ખ્રિસ્તિ દહેરામાં એક ગુલાબનો છોડ છે. એ છોડ આજે હજાર વરસ થયા જેવો ને તેવો છે. હજુ પણ તેના પર રૂપાળાં ગુલાબ ફુલ થાય છે.

## ૩૬ દુધનાં ગચીઆં

વિલાયતમાં ખૂબ ઠંડી પડે છે એ સૌ જાણે. રૂશિયા

તેની પાસેજ આવેલો મુલક છે. એના ઉત્તરમાં સાઇબિરીયા નામનો મોટો જીલ્લો છે આ જીલ્લામાં કંઇ ઠંડી તો ઠંડી પડે છે! આપણે તો ઠરીજ જઇએ! અરે, ત્યાં દુધ પણ એવું ઠરીને બરફજ થઇ જાય છે! દુધના જાણે ગચીઆંજ બની જાય છે. પછી તેને ભાંગી ભાંગીને તેના કકડા વેચવા પડે છે!

## ૩૭ સહેલું છે

ફોલ્લા થાય તો ગભરાશો નહિ. શરીરે સાબુ સારી પેઠે ચોળીને ન્હાજો અને ફોલ્લા ઉપર થોડી હળદર કાંદાના રસમાં નાખી જરા પાણી ઉમેરી ચોપડી દેજો. આમ પાંચ સાત દિવસ કરશો એટલે ફોલ્લા મટી જશો. મોંઘી મોંઘી દવાઓ વસાવતા પહેલાં આ વગર પૈસાનો ઇલાજ અજમાવી જોજો.

## ૩૮ મૂઇ ભેંસના મોટા ડોળા

આનો અર્થ સમજો છો? એનો અર્થ એવો છે કે માણસ કે પ્રાણી મરી જાય પછી તેનાં વખાણ થાય. મરણ પછી સૌ કોઇ તેના ગુણ ગાવા નીકળે છે. હવે આ કહેવત જુદે જુદે રૂપે ગુજરાતમાં જુદે જુદે ઠેકાણે વપરાય છે. સાંભળો:

મૂઇ ભેંસના મોટા ડોળા
મૂવા પછી સૌ વખણાય
મૂઈ ભેંસનું ઘી ઘણું
જીવતાં પુમડું પાણી નહિ ને મૂવે મસાણમાં ગાય

જીવતાં લાખના ને મુવે સવા લાખના
મુઇ માઇના ડોળા મોટા
જીવતાં બાપને મારે દંડા
મૂવા પછી પહોંચાડે ગંગા

## ૩૯ રોમની વાત

રોમનો અર્થ શરીર પરનાં રૂંવાં થાય છે. પણ એ રોમની આ વાત નથી. આ તો ઇટાલિની રાજધાની રોમ શહેરની વાત છે. એ શહેર ખૂબ જૂનું છે. અત્યારે એની બહુ ગણુતરી નથી, પણ પહેલાં તો આખી દુનિયામાં એનો ડંકો વાગતો. આજે જેવું લંડન છે તેવું તે વેળા રોમ ગણાતું. પહેલાં તો એ ઇટાલિના લેટીયમ નામના પ્રાંતનું મુખ્ય શહેર હતું અને પાંચ માઇલના ઘેરાવા પર તેની આણ વરતે. પણ ધીમે ધીમે ત્યાં ઘણા વીર પુરૂષો પાકયા. તેમણે ચોમેર જીત પર જીત કરી. ફ્રાંસ, સ્પેન, સિસિલિ વગેરે ટાપુઓ, ગ્રીસ, મકદુનિયા, બસરા, બગદાદ વગેરે તમામ મુલક આ રોમ શહેરને કબજે હતો. એ બધે ઠેકાણે રોમે–રોમના વીર પુરૂષોએ શાંતિ પ્રસારી, રસ્તા તથા પુલ બાંધ્યા તથા વેપાર ચાલુ કર્યો. ત્યાંના લુટારૂઓ, ચોરો ને ચાંચીયાઓને હાંકી કાઢ્યા. સરસ કાયદા ઘડ્યા. પછી ધીમે ધીમે એની પડતી થઇ. આમ છતાં હજુ પણ એની આગલી રાજપદ્ધતિ અને એના કાયદાઓ ઘણે ઠેકાણે ચાલે છે. હજુ પણ દરેક દેશમાં વકીલાતના અભ્યાસમાં રોમન કાયદો સૌને શીખવો પડે છે.

## ૪૦ નવાઇનાં ઠેકાણાં

એક શહેર એવું છે જેમાં કુંડી જેટલા શહેરો સમાઇ જાય છે. તેનું નામ શોધી કાઢો.

કઇ નદી દરિયો થઇ બેઠી છે?

કયા શહેર પર કોઇ પણ જાતનો અંકુશ કે કાબુ રાખવો મુશ્કેલ છે? જવાબ કોઇક પાને.

## ૪૧ છાપાંઓના જન્મ

મુંબઇ સમાચાર ઈ. સ. ૧૮૨૦માં જન્મ્યું.

જામેજમશેદ ઈ. સ. ૧૮૩૨માં શરૂ થયું.

સ્ત્રી બોધનો પહેલો અંક ઇ. સ. ૧૮૫૬માં નીકળ્યો.

ખેડા વર્તમાન ઈ. સ. ૧૮૬૦થી નીકળે છે.

ગુજરાત મિત્ર ખેડા વર્તમાનથી બેજ વરસ નાનું છે.

બુદ્ધિ પ્રકાશ ઇ. સ. ૧૮૫૩માં ચાલુ થયું.

આ સૌ ચાલે છે. બંધ પડી ગયાં તેવાં તો કેટલાંય એ અરસામાં નીકળેલાં.

## ૪૨ જાદુઇ લાકડી

અમેરિકાના કોઇ કોઇ શહેરમાં એક જાદુઇ લાકડી સિપાઇદાદાઓ વાપરે છે. આ લાકડી નવાઈ જેવી છે. કેમકે એના વડે છબી પણ લઇ શકાય છે. એ લાકડીમાં એક નાનકડો કેમેરા (છબી પાડવાનો સંચો) બેસાડેલો હોય છે. તે બહારથી દેખાતો નથી. તેની ચાંપ બહાર હોય છે. તે દાબીને લાકડી સહેજ ફેરવી કે ચપ લઇને છબી પડી જાય

છે અને કોઇને ખબર પડતી નથી. નાસી જતા માણસની છબી આવી રીતે પાડી લેવાથી ઘણી ઉપયોગી થઇ પડે છે. આ છબી ઘણીજ નાની પડે છે, પણ તેને પાછળથી મોટી કરી લઇ શકાય છે. વળી વધારે ખુબીની વાત તો એ છે કે એક પછી એક એમ ૨૦–૨૫ છબીઓ લઇ શકાય એટલી ગોઠવણ એકી વખતે લાકડીમાંજ હોય છે. આ જાદુઇ લાકડીને લીધે ચોર ધાડપાડુને પકડવાનું કામ સહેલું થયું છે.

## ૪૩ પુરસદને વખતે

એક જાતનો મસાલો
એક પરાક્રમી રાજાનું નામ
રોજ ખાવાની ચીજ
એક પ્રાણીનું નામ
ચામડીનો એક રોગ

આ બધાં નામો શોધી કાઢો અને ક્રમવાર ઉપર નીચે લખો. પણ આ શબ્દો એવા હોવા જોઇએ કે દરેકમાંથી એકેક અક્ષર ક્રમવાર લઇએ તો હિન્દુસ્તાનના એક મોટા શહેરનું નામ નીકળે.

## ૪૪ મકાન કે મકાનનો દાદો!

અમેરિકા બહુ જબ્બર દેશ છે. ત્યાંના મકાનો પણ તેવાજ જબ્બર છે. ત્યાં પચાસ માળનાં મકાનો તો ઘણાંક છે. એક તો છપ્પન માળનું મકાન પણ છે. આ બધામાં

ઉપર જવા માટે વિજળીક દાદર હોય છે. તે વિજળીક દાદરને લિફ્ટ કહે છે. એ એક ઓરડા જેવું હોય છે. તેમાં આપણે ભરાયા કે ઓરડો ઉંચે ચઢી જાય છે અને જે માળે આપણે જવું હોય ત્યાં જઇને અટકે છે. આવા વિજળીક દાદરો મુંબઈમાં કોટમાં ઘણાંક મકાનોમાં છે. હવે અમેરિકાના એક સાડત્રીસ માળના મકાનની વાત કહું. એમાં ૧૨૦૦૦ માણસો વસે છે એટલે કે વલસાડ અથવા પેટલાદ અથવા અમરેલી જેવડો મોટો કસ્બોજ કહોને! દરરોજ એ મકાનમાં સવા લાખ માણસોની આવજા થાય છે. ૬૩ વિજળીક દાદર છે. એ મકાનમાંના ૯૨૦૦૦ માણસો જુદી જુદી ઓફીસોમાં નોકરીએ જાય છે. એ મકાનમાંથી રોજ ૫૩૦૦૦ કાગળો, બીંદડીઓ વગેરે ટપાલખાતામાં નંખાય છે. મકાનમાં ૧૦૦૦૦ દરવાજા છે, ૫૦૦૦ બારીઓ છે અને ૧૫૦૦૦ વિજળીક દિવાઓ છે! આ તો સાડત્રીસ માળના મકાનની વાત થઈ. હવે છપ્પન માળના મકાનની ગણતરી એ હિસાબે બરાબર દોઢી કરી લેજોજી!

## ૪૫ અજબ મંડળ

વિલાયતમાં એક નવી જાતનું મંડળ સ્થપાયું છે. આ મંડળનું નામ 'સોવરસીયા મંડળ' છે. લગભગ પાંચસો માણસો તેમાં જોડાયા છે. દરેક જણે સો વરસ જીવવા મહેનત કરવી જોઇએ—એજ એ મંડળનો હેતુ. માણસની પૂરી ઉમ્મર સો વરસની ગણાય છે. કુદરત પણ એ ઉમ્મર કબુલ કરે છે. તે વાત એટલા પરથી નક્કી થાય છે કે જો કોઇ

માણસ ૧૦૮ વરસથી વધારે જીવે, તો એને ફરીથી થોડા થોડા દાંત આવે છે. આમ કુદરતે નક્કી કરેલી ઉમ્મર પૂરે-પૂરી જીવાય તે માટે કેટલું ખાવું, શું ખાવું, કઇ કસરત કરવી વગેરે વગેરે ચર્ચા કરવા તથા તે મુજબ ટેવ પાડવા સારૂ આ મંડળ નીકળ્યું છે. મંડળમાં ઘણા જુવાન માણસો છે. પણ સૌને સો વરસ જીવવું છે એ વાત નક્કી. તન્દુરસ્તી જાળવવા માટે ખાસ મહેનત કરવી એજ એમનો મુખ્ય મુદ્દો જણાય છે. તમે મોટા થાઓ ત્યારે વિલાયત જઇ એ મંડળની મુલાકાત લેજો.

## ૪૬ 'દાદાનો હુકમ'

આ રમત ફક્કડ છે. એમાં ગમે તેટલા છોકરા છોકરી હોય તો ચાલે. જેમ વધારે હોય તેમ વધારે ગમ્મત આવે. એમાંથી ચિઠ્ઠી નાંખી પહેલાં એક જણનું નામ ઉપાડવું. તે નામવાળો સૌનો દાદો બને. પછી બને તો દાદાજી માટે ખુરશી લાવવી ને તેમાં તેમને બેસાડવા. બાકીના બધા હાર-દોર ઉભા રહે. કોઇએ હસવાનું નહિ. મુંગા મુંગા દાદાના હુકમની રાહ જોવાની. પછી દાદાએ હુકમ કરવા માંડવાના. "દાદાનો હુકમ છે, જમણો હાથ ઉંચો" તુરત સૌ જમણો હાથ ઉંચો કરે. "દાદાનો હુકમ છે, જમણો પગ ખોડો." એમ કહે એટલે સૌએ જમણો પગ ઉંચો રાખવાનો. આમ જે હુકમ સાથે "દાદાનો હુકમ છે" શબ્દો આવે તે હુકમ માનવાનો. એ શિવાયનો સાદો હુકમ માનવાનો નહિ. જેમકે "ડાબો હાથ ઉંચો" (નહિ માનવું) "હાથ સામે (નહિ

માનવું)" "દાદાનો હુકમ છે, એક આંખ બંધ" (માનવું) "દાદાનો હુકમ છે, બે આંખ ખુલ્લી (માનવું)" આમ 'દાદાનો હુકમ'વાળા શબ્દો પ્રમાણેજ કરવું.

જે દાદો બને તે ચતુરાઇથી છોકરાને ઉલટપાલટ હુકમો આપી ભૂલાવામાં નાંખી શકે. જેઓ ન માનવાનો હુકમ માની બેસે તેમને રમતમાંથી રદ કરવાના. માનવાનો હુકમ ન માને તેને પણ રદ કરવાના. એમ કરતાં કરતાં રમત પૂરી થશે. રમતમાં મઝા ઘણી આવશે.

## ૪૭ લીપઝીગ

ક્યાં આવ્યું છે તે જાણો છો? એ જર્મનીનું બહુજ જાણીતું ને મજાનું શહેર છે. ઘણું મોટું છે. લીપઝીગ શાને માટે પ્રખ્યાત છે તે જાણો છો ? ત્યાંની છાપાકળાને માટે. ત્યાં સરસમાં સરસ છાપખાનાઓ છે. દુનિયામાં અચ્છામાં અચ્છું છાપકામ ત્યાં થાય છે અને જર્મનોએ એ કળામાં એટલી બધી આવડત મેળવેલી છે કે કોઈ પણ જાતનું ગમે એટલા વરસો પરનું ગમે તેવા રંગોવાળું ચિત્ર પણ જેવું ને તેવું તે લોકો છાપીને તૈયાર કરી શકે છે. લીપઝીગ શહેરમાં ઘણા છાપખાનાં છે.

## ૪૮ ત્રણ અર્થ

વાટ=છુંદવા–કૂટવાની ક્રિયાનો હુકમ (વાટવું ઉપરથી)
વાટ=રસ્તો
વાટ=દિવેટ

વાટ શબ્દના આવા ત્રણ અર્થ છે.

## ૪૯ 'ચઢ જા બેટા શૂળી પર'

એવી આપણામાં એક કહેવત છે. જ્યારે કોઇ માણસ બીજાને વખાણી વખાણીને કંઇ નુકસાનમાં ઉતારતો હોય, ત્યારે આ કહેવતનો ઉપયોગ થાય છે. એ મૂળ શા પરથી નીકળેલી તે જાણવા જેવું છે. આ રહી એ વાર્તા:

કોઇ એક ધનવાન વાણીઓ તથા તેની સ્ત્રી ઘરમાં રાત્રે સુતેલાં હતાં. ત્યાં અર્ધરાત વીત્યા પછી એક ચોર છાપરૂં ફાડી ઘરમાં ઉતરતો હતો. વાણીયે તેને જોયો. વિચાર કર્યો કે હવે બૂમ પાડવી વ્યર્થ છે. કેમકે ચોર નજીક આવી ગયો છે તે બૂમ પાડવાથી વગાડી બેસશે.

તેથી વાણીએ તેની સ્ત્રી જગાડી ને કહે જે ઘીનો દીવો કર. આપણે દીકરો નથી ને માતાજીએ સ્વપ્નું આપ્યું છે કે આકાશમાંથી દીકરો ઉતરશે. માટે ઉઠ, દીવો કર. ચોરે આ વાત સાંભળી. છાપરા સુધી એક થાંભલો હતો તેમાં વળગી રહી તે થોભ્યો. વાણીએ ઘીનો દીવો કર્યો, ને ઉંચુ જોયું તો ચોરને જોયો. પછી પોતાની સ્ત્રીને કહે: જો, છાપરૂં ફાટયું છે ને પેલો દીકરો. જો કેવો મજાનો છે? ઉછરેલ, પાછરેલ, રાયો, રૂતો, શીળી નહિ, ઓરી નહિ, અછબડા નહિ, વાવળી નહિ, વરાદ નહિ, છે? આપણું ઘર ભરાઇ રહે તેવો છે! જો. ચોર ખુશી થઇ હેઠે ઉતર્યો. શેઠે આવકાર દઈ બેસાડયો ને સ્ત્રીને કહે છે કે ઉનું પાણી કર. પછી લાપસી રાંધ. એમ કરીને

શેઠે પેટારો ઉઘાડયો. માંહેથી હીરકોરી ધોતીયાં, કસબી પાઘડી, કંદોરા, વેહેર, વીંટી બધું કાઢયું. ચોરને ખાતરી થઇ કે હવે હું તો દીકરો થયો. પાણી ઉનું કરી ન્હવરાવ્યો. કંસાર, દાળ વગેરે જમાડયો. પછી સારાં લુગડાં પહેરાવ્યાં, કંકુનો ચાંલ્લો કર્યો. સ્હવાર થઈ, એટલે શેઠે ચોરને કહ્યું: "ચાલો દીકરા દુકાને." બન્ને જણ ચાલ્યા. રસ્તામાં કેટલાકે પૂછ્યું કે આ કોણ? શેઠ જવાબ દેતા જાય છે: "દીકરો." તમારે તો કાંઇ છોકરાં નથી ને આ કયાંથી? ત્યારે શેઠ કહે "પરમેશ્વરે આપ્યો, આકાશમાંથી ઉતર્યો." "રાતે આવ્યો" એમ જવાબ આપતા આપતા દુકાને આવ્યા. દીકરાને શણગારીને દુકાને બેસાર્યો છે. સૌ પૂછતા જાય ને શેઠ ઉપર પ્રમાણે જવાબ આપતા જાય. શેઠે ગુપ્ત રીતે દરબારમાં ખબર મોકલાવેલી કે ચોર પકડયો છે. તેથી પોલીસના જમાદાર આવ્યા, ને પૂછ્યું: શેઠ, આ કોણ છે? મારો દીકરો છે. કયાંથી આવ્યો? આકાશમાંથી, પરમેશ્વરે આપ્યો. એટલે જમાદારે લાકડીનો એક ગોદો શેઠને માર્યો. શેઠ કહે છે: ભાઈસાબ, દીકરો છે. તેમાં ગોદા શું મારો છો? એટલે જમાદારે હુકમ કર્યો કે ચાલો, તમે બન્ને દરબારમાં. શેઠ તથા ચોર દીકરો બન્ને ગયા. દરબારમાં ફોજદારે પૂછપરછ કરી ત્યારે શેઠે કહ્યું "દીકરો આકાશમાંથી ઉતર્યા. છાપરૂં ફાટયું, ને ઘરમાં આવ્યો. પરમેશ્વરે રૂડાં વાનાં કર્યાં, શાબ શાબ—" ફોજદારે શેઠને મારવા લીધો. ત્યારે શેઠ કહે છે "શું કામ મારો છો, શાબ! તમારી નજરમાં આવે તેમ કરો. આગળના

વખતમાં ચોરને માટે શૂળીની હતી તેમ શૂળીની સજા દીકરાને ફરમાવી. એટલે શેઠે તેનું પ્રથમનું ધોતીયું લુગડાં આપ્યા. ખોળો પાથરી કહે કે: "દીકરા, ઘરેણાં ગાંઠું લુગડાં લાવ, ને બેટા, પરમેશ્વરનું નામ લેઇ શૂળી પર ચઢી જા" કહી શેઠ પોતાનો માલ લઇ ઘેર ગયા ને ચોરને શૂળીએ ચઢાવ્યો.

કેવી મજાની વાત !

## ૫૦ દાંત સાફ રાખો

દાંત પર આખા શરીરની તન્દુરસ્તીનો આધાર છે. માટે દાંત ખૂબ ચોકખા રાખવા. દાંત મજબૂત હોય તો ખોરાક ચવાય ને પચે. નહિ તો અજીરણ થાય. દાંતને સાફ રાખવા માટે મીઠું બહુ ઉપયોગી ચીજ છે. બજારૂ મંજનો વાપરવા કરતાં એ સરસ પડશે.

## ૫૧ વકટ, લેંન, મૂઠ

ગિલ્લી દંડાની જ આ રમત છે. સાદી રમત કરતાં એ વધારે ચતુરાઇ ભરી છે. એમાં મૂઠમાં મુઠ્ઠી પર ગિલ્લી મૂકવી પડે છે ને અંખીમાં આંખ પર તથા બાંગોમાં કોણી પર મૂકવી પડે છે. પણ આ શબ્દોનો ખરો અર્થ જૂદોજ છે. એમ કહેવાય છે કે આ શબ્દો મૂળ આંધ્ર ભાષામાંથી આવેલા છે અને તે ભાષામાં વકટ એટલે એક, લેંન એટલે બે, મૂઠ એટલે ત્રણ એવો અર્થ છે. આમ એ શબ્દો ફક્ત સંખ્યાનાજ છે. એ પરથી શરીરના અવયવોનો અર્થ તો અહિં ગુજરાતમાં જ કાઢવામાં આવેલો દેખાય છે.

## પર એક જાદુનો ખેલ

આ જાદુનો ખેલ બહુ મજાનો છે. એના પરથી તમે કોઇની પણ ઉંમર કહી શકશો. અલબત્ત, તે માણસ ૬૦ વરસથી વધારે ઉમ્મરનો હશે તો તેની ઉમ્મર તમને નહિ જડે. પણ એથી ઓછી ઉમ્મર હશે તો નક્કી જડશે. તમારે કામ કરવાનું આટલુંજ છે. નીચેના કોઠાઓ એક સ્લેટ કે કાગળ પર સારે અક્ષરે ઉતારવા. પછી જેની ઉમ્મર કહેવાની હોય તેને પહેલો કોઠો બતાવી પૂછવું: આમાં તમારી ઉંમરનો આંકડો છો ? તે ના અથવા હા કહેશે. એ પ્રમાણે બધા કોઠાનું પૂછી જોવું. પછી જેટલા કોઠા માટે હા કહી હોય તેટલા કોઠામાંના પહેલી હારના છેલ્લા આંકડાઓનો સરવાળો કરીને કહી દેવો. તે નક્કીજ એની ઉમ્મર નીકળશે. જરા પણ ખોટું નહિ પડે. પણ કોઠા ભૂલ વગર લખજો. તેમાં ગોથું નહિ ખાતા.

એક દાખલો લ્યો. ધારો કે પૂછનાર છોકરો ૧૨ વરસનો છે. તો એને પૂછતાં માલમ પડશે કે એની ઉંમરનો આંકડો બીજા, અને ચોથામાં છે. તરત તમે ૮ અને ૪નો સરવાળો કરી ૧૨ કહી શકશો. વળી તેની ઉમર ૧૫ની હોય તો તે આંકડો પહેલા, બીજા, ચોથા અને પાંચમામાં છે. એટલે ૧+૮+૪+૨=૧૫ આવ્યા. તે કહી દેવાનું.

આ જાદુઇ કોઠાઓ લખીને તમારી પાસે રાખી મૂકવા. જ્યારે દોસ્તદાર ભાઇબંધ ભેગા થાય ત્યારે એનો ઉપયોગ કરવો. એથી ઘણીજ મજા પડશે.

**૧**

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૩ | ૫ | ૭ | ૯ | ૧૧ | ૧ |
| ૧૩ | ૧૫ | ૧૭ | ૧૯ | ૨૧ | ૨૩ |
| ૨૫ | ૨૭ | ૨૯ | ૩૧ | ૩૩ | ૩૫ |
| ૩૭ | ૩૯ | ૪૧ | ૪૩ | ૪૫ | ૪૭ |
| ૪૯ | ૫૧ | ૫૩ | ૫૫ | ૫૭ | ૫૯ |

**૨**

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૯ | ૧૦ | ૧૧ | ૧૨ | ૧૩ | ૮ |
| ૧૪ | ૧૫ | ૨૪ | ૨૫ | ૨૬ | ૨૭ |
| ૨૮ | ૨૯ | ૩૦ | ૩૧ | ૪૦ | ૪૧ |
| ૪૨ | ૪૩ | ૪૪ | ૪૫ | ૪૬ | ૪૭ |
| ૫૬ | ૫૭ | ૫૮ | ૫૯ | ૬૦ | ૧૩ |

**૩**

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૧૭ | ૧૮ | ૧૯ | ૨૦ | ૨૧ | ૧૬ |
| ૨૨ | ૨૩ | ૨૪ | ૨૫ | ૨૬ | ૨૭ |
| ૨૮ | ૨૯ | ૩૦ | ૩૧ | ૪૮ | ૪૯ |
| ૫૦ | ૫૧ | ૫૨ | ૫૩ | ૫૪ | ૫૫ |
| ૫૬ | ૫૭ | ૫૮ | ૫૯ | ૩૦ | ૬૦ |

**૪**

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૫ | ૬ | ૭ | ૧૩ | ૧૨ | ૪ |
| ૧૪ | ૧૫ | ૨૦ | ૨૧ | ૨૨ | ૨૩ |
| ૨૮ | ૨૯ | ૩૦ | ૩૧ | ૩૬ | ૩૭ |
| ૫૨ | ૩૮ | ૩૯ | ૪૪ | ૪૫ | ૪૬ |
| ૪૭ | ૫૩ | ૫૪ | ૫૫ | ૬૦ | ૧૩ |

**૫**

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૩ | ૬ | ૭ | ૧૦ | ૧૧ | ૨ |
| ૧૪ | ૧૫ | ૧૮ | ૧૯ | ૨૨ | ૨૩ |
| ૨૬ | ૨૭ | ૩૦ | ૩૧ | ૩૪ | ૩૫ |
| ૩૮ | ૩૯ | ૪૨ | ૪૩ | ૪૬ | ૪૭ |
| ૫૦ | ૫૧ | ૫૪ | ૫૫ | ૫૮ | ૫૯ |

**૬**

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૩૩ | ૩૪ | ૩૫ | ૩૬ | ૩૭ | ૩૨ |
| ૩૮ | ૩૯ | ૪૦ | ૪૧ | ૪૨ | ૪૩ |
| ૪૪ | ૪૫ | ૪૬ | ૪૭ | ૪૮ | ૪૯ |
| ૫૦ | ૫૧ | ૫૨ | ૫૩ | ૫૪ | ૫૫ |
| ૫૬ | ૫૭ | ૫૮ | ૫૯ | ૬૦ | ૪૧ |

## ૫૩ આપણો ચહેરો

માણુસ પોતે વાંદરામાંથી આવેલો છે. પણ તેમાં યે એનો ચહેરો મૂળ માછલી પરથી આવ્યો છે એવી એક જણે શોધ કરી છે. તેણે જુદી જુદી માછલીઓના ચહેરાનો અભ્યાસ કરીને નક્કી કર્યું છે કે માણુસનો ચહેરો માછલી પરથી આવ્યો છે.

## ૫૪ અધધધધ !

દુનિયામાં મોટામાં મોટું પુસ્તકાલય કયું ? એ વિષેની હરિફાઇ દુનિયાના ત્રણ મોટા શહેરોની છે. ન્યુયોર્ક, બર્લિન, અને લંડન. લંડનના બ્રિટીશ મ્યુઝીયમની લાયબ્રેરી જબરદસ્ત છે. એમાં ૪૦ લાખથી યે વધુ ચોપડીઓ છે. અને આ આંકડો રોજ ને રોજ વધતોજ જાય છે. પણ આ બ્રિ૦ મ્યુ૦ માટે એક વાત બહુ જાણવા જેવી છે. તે એ કે આટલાં વરસો થયાં પણ એમાંની એક પણ ચોપડી ઉધાઇ ખાઈ ગઈ હોય એવું બન્યું નથી. એટલી બધી ત્યાં સરસ જાળવણી છે. આખા મકાનની અંદર અમુક જાતનો તાપ હરહંમેશ રહે એવી યાંત્રિક ગોઠવણ છે તેને લીધે જીવડાં ત્યાં થવાજ પામતાં નથી અને ચોપડાઓનું રક્ષણ પૂરેપૂરું થઈ શકે છે. આપણા ગુજરાતમાં સૌથી મોટી લાયબ્રેરી વડોદરાના ગાયકવાડ મહારાજાએ બનાવેલી સેન્ટ્રલ લાયબ્રેરી છે. આખા હિન્દુસ્તાનમાં તેનાથી ચઢીયાતી એકજ લાયબ્રેરી છે. તે કલકત્તામાં છે, અને ઇમ્પીરીયલ લાયબ્રેરીના નામથી

ઓળખાય છે. વડોદરે જાઓ ત્યારે સેન્ટ્રલ લાયબ્રેરી જરૂર જોઇ આવજો.

## ૫૫ કચરામાંથી સોનું

આપણે લોકો કચરો ફેંકી દઇએ છીએ પણ જર્મનીમાં એવો કચરો ભેગો કરીને તેમાંથી જાત જાતની વસ્તુઓ બનાવવામાં આવે છે. ફ્રાન્સમાં પણ એ કચરાને બાળી તેમાંથી વિજળી પ્રગટાવી તે વડે કારખાનાંઓ ચલાવાય છે. વિલાયતમાં તો લોકો પોતેજ પોતાનો કચરો ફેંકી ન દેતાં બળતણ તરીકે વાપરે છે. ત્યાં ચૂલા મોટા હોય છે; તેમાં બધું હોમ સ્વાહા થઇ જાય છે. વધારામાં રસ્તા પર ગંદવાડ થતો નથી તેથી જનસુખાકારી સારી રહે છે.

## ૫૬ જાણો છો?

આજે તમે જેને કોચીન નામે ઓળખો છો તેનું અસલી નામ દાંત ભાંગે તેવું છે. જરા બોલી જુઓ, જોઉં: પેરૂમ્પડપ્પુનાડુ! અત્યારે પણ તે દેશની ભાષામાં 'કોચી' નામ છે. એ ભાષાનું નામ મલયાલમ ભાષા. કોચીન બહુ રસાળ મુલક છે. ત્યાં નાળીયેર પુષ્કળ થાય છે. વળી સોપારી, કેરી, ચાંપા (ફણસ), કાજુ, લિંબુ, કેળાં, જાયફળ, એલચી વગેરે થાય છે. સોપારીનાં તો ૫૪ લાખ ઝાડ છે! ત્યાં આપણા ગુજરાતના લોકોની વસતી ઘણીક છે. તેઓ ત્યાં વેપાર કરે છે.

## ૫૭ એક ગમ્મત

કનુઃ દોસ્ત મનુ ! એવું કયું પ્રાણી છે જે માપવાના કામમાં આવે ?

મનુઃ એ તો પેલી કચુંબરની ચોપડીમાં આપેલું છે. શેર એટલે સિંહ તોળવામાં આવે છે ને! તેનીજ વાત તું કરે છે ને?

કનુઃ ના, ના ! આ તો માપવાની વાત છે, તોળવાની નહિ.

મનુઃ હં હં ! તું 'ગજ' ની વાત કરે છે, હું સમજ્યો. ગજ એટલે હાથી ને ગજ એટલે બેકુટ !

## ૫૮ એવા સવાલો

૧ એ મસાલો કયો, જે લોકોને કહે છે કે મને ખાશો નહિ.

૨ એ કીડો કયો જે સૌનેજ કપાળે ચોંટેલો છે?

૩ આસ્માનમાં છું પણ પડતો નથી; દરિયે પડું પણ ડુબતો નથી.

૪ માથું તો કાપી લીઓ, ઉમેરો 'નહિ કાંઈ'
તોયે તેનું તેજ છું, ખોળો સર્વે ભાઇ.

૫ ખાતાં તો બહુ ભાવું સૌને, જ્યારે વળગું શરીર,
કાયર લોકોને કરી નાંખું ગમું નહિ હું લગીર

૬ ત્યાંથી આવું આંહિ ને અહિંથી જાઉં ત્યાંય
પણ ખસતો જરીયે નથી, નામ વદો મુજ, રાય!

જવાબ કોઇક પાને આપેલા છે.

## ૫૯ અઢી હજાર વરસ પર

રોમની પાસે એક શહેર હતું. તેનું નામ પોમ્પીઆઇ. એ શહેર ૨૫૦૦ વરસ પૂર્વે ઘણું મોટું ને નામીચું હતું. પણ એક વાર મોટો ધરતીકંપ થયો. સાથે જ્વાળામુખી પર્વત ફાટયો અને તેના ધગધગતા રસ તળે એ આખું શહેર દબાઈ ગયું. પછી ૨૫૦૦ વરસ કેડે હમણાંજ થોડા વખત પર તેને ખોદી કાઢવામાં આવ્યું છે. અત્યારે પણ એના મોટા મોટા મકાનો, બાગ, વગેરેનાં ખંડીયેરો નજરે પડે છે. જમીનની તળીયે આવો એક બાગ મળી આવેલો છે તે હજુયે જેવો ને તેવોજ છે. જેવો અઢી હજાર વરસ પર હશે તેવોજ અત્યારે પણ દેખાય છે. ઈટાલિ દેશ જાય તે સૌ કોઇ એ જોયા વિના રહેતા નથી.

## ૬૦ માછલીનો માળો !

માળો તો પંખીનો હોય, કંઇ માછલીનો ન હોય ! ખરૂં, પણ આ નવાઇભરી દુનિયામાં શું ન હોય ? બધુંજ હોય. પંખીઓ મૂળે તો માછલીમાંથીજ પેદા થયાં છે એમ કહેવાય છે. હિંદી મહાસાગરમાં એક જાતની માછલી મળી આવી છે તે પંખીને મળતી આવે છે. દરિયાના પાણીની અંદર તે પાંદડા ડાંખળા વડે માળો બનાવે છે અને તે માળામાં છૂપાઈ રહે છે. આ માછલી ઇંડાં પણ એ માળામાંજ મૂકે છે. પંખીની પેઠે તે સહેજમાં ચમકે ને બ્હીએ છે. કોઇ પણ દુશ્મન પાસે આવતાં તે ચમકી ઉઠે

છે ને તેનો રંગ બદલાઇ જાય છે. કુદરતની કારીગરી અજબ છે!

## ૬૧ મુક્તાગિરિ

જી. આઈ. પી. રેલ્વેમાં ઇલિચપુર સ્ટેશન છે. આ ઇલિચપુરથી મુક્તાગિરિ ૧૨ માઇલ દૂર છે. ત્યાં જૈનોનાં દહેરાં છે. રસ્તો ઘણો મજાનો ને રૂપાળો છે. મોટર ચાલતી નથી. દમણીમાંજ જવું પડે. પહાડ પાસે એક ધોધ છે. ધોધમાંથી નદી નીકળે છે. નદી પાસેજ મન્દિરો છે. અઢીસો પગથિયાં ચઢયા પછી મન્દિરો આવે છે. બધામાં પાર્શ્વનાથની મૂર્ત્તિ છે. કોઇક ધોળા પત્થરની તો કોઇક કાળા પત્થરની છે. કેટલીક મૂર્ત્તિ પર નાગ ફેણની છત્રી ધરે છે. મૂર્ત્તિઓ જોવા જેવી છે. એક ભોંયરામાં બે મૂર્ત્તિઓ છે તે ખાસ જોવા લાયક છે. પહાડને ખોદીને તેમાં મન્દિરો બનાવેલાં છે. પેલા ધોધની નીચે એક ઓરડો છે તેમાં ૨૨ મૂર્ત્તિઓ છે. તે બધી રૂપાના સિંહાસન પર બેઠેલી છે. આ બધું બહુ જોવા લાયક છે. અસલના લોકો ધર્મ પાછળ કેટલો પૈસો ખરચતા, એટલુંજ નહિ, પણ કેટલી મહેનત કરતા તે એના પરથી સમજાય છે.

## ૬૨ આરબ લોકો–

જે વેળા મહમદ પેગંબર થઈ ગયા તે અરસામાં આરબ લોકો બહુ આગળ વધેલા હતા અને મોટા પાયા પર વેપાર ધંધો ખેડતા હતા. તેઓ પોતાના દેશમાંથી અને

આફ્રિકાના પૂર્વ કિનારા પરના દેશોમાંથી જુદી જુદી જાતનો માલ લાવી હિન્દુસ્તાનમાં વેચતા અને મલબાર કિનારા પરથી જાતજાતના તેજાના અને ઓસડો લઈ જતા હતા. તેઓ એ બધું લઇ જઇ યુરોપના દેશોમાં વેચતા હતા અને સારા પ્રમાણમાં નફો કરતા હતા. આ હકીકત જૂના વખતના મુસાફરોના પુસ્તકો પરથી માલમ પડે છે.

## ૬૩ અશોકના શિલાલેખો

ઇસુ ખ્રિસ્ત થઈ ગયા તેના ૩૦૦ વરસ પહેલાં આપણા દેશમાં અશોક નામનો રાજા થઇ ગયો. એ બહુ પરાક્રમી ને દયાળુ હતો. એની આણ લગભગ આખા દેશ પર વરતતી હતી. એણે લોકોને બોધ આપનારા લેખો ઠેર ઠેર કોતરાવ્યા હતા તે અશોકના શિલાલેખોને નામે ઓળખાય છે. આવો એક શિલાલેખ ગિરનાર પર્વતની તળેટીમાં છે. તે દાતાર ટેકરી નામની ટેકરી પાસે છે. એ પત્થર ઘણો જંગી છે. હાલમાં તેના પર તેની જાળવણી માટે છાપરૂં બાંધેલું છે. પત્થરની ત્રણ બાજુએ ત્રણ લેખો છે. એક બાજુ અશોકનો અને બીજી બે બાજુ બીજા બે રાજાઓના લેખો છે. અશોકના લેખવાળા અક્ષરો લગભગ સવા ઇંચ મોટા અને એક સરખા છે. આ પત્થરનો થોડો ભાગ ભાંગી ગયો છે. કુલ્લે ૧૪ ફરમાનો–હુકમ એ પર કોતરેલા છે. તેમાંનું તેરમું ફરમાન બરાબર વંચાતું નથી. આવા લેખોથી આગલો ઇતિહાસ જાણવામાં ઘણી મદદ મળે છે. આ લેખ જૂની પાલિ ભાષામાં કોતરેલો છે. અશોકના આવા શિલાલેખો

ગિરનાર ઉપરાંત પણ બીજા ઘણા જડેલા છે.

## ૬૪ અણુ એટલે શું?

અણુ એટલે શું તે જાણો છો? કોઇ પણ વસ્તુનો ઝીણામાં ઝીણો—નાનામાં નાનો ભાગ. દુનિયાની બધી વસ્તુઓ આવા નાના નાના અણુઓની બનેલી છે. પણ એકાદી નાની વસ્તુમાં પણ કેટલા અણુ છે એ જરા જાણવા જેવું છે. એક ચમચો ખાંડજ લ્યોને. એમ ધારોને કે એટલા ચમચામાં ખાંડના એક લાખ દાણા હોય. હવે એટલો ચમચો ભરીને પાણી લીધું હોય તો?—એ પાણીના અણુ કેટલા? ગભરાશો નહિ, હોં! કંઈ નહિ તો ૩૦૦૦૦૦૦૦૦૦૦૦૦ તો ખરાજ.

ધારો કે પાણીનો આવો એકજ અણુ એક ચમચા પાણી જેટલું રૂપ ધરે, તો આ આખા ચમચાનું પાણી કેટલુંક થાય? શું ધારો છો? ફકત બે મોટા એશિયાઇ મહાસાગરો જેવડું—કંઇક વધારે, પણ ઓછું તો નહિજ.

એક રેતીના દાણામાં જેટલા અણુ હોય તેટલા જો એકેક ઇંટ જેવડા બને તો! એ ઇંટોનો ઢગલો ફકત હિમાલય જેવડો થાય!

એક બીજો દાખલો. ધારો કે દુનિયા પર જેટલા માણસો છે તે બધા પાણીના એકેક અણુ જેવડા થઇ ગયા; તો પછી એ બધાઓના વસવાટ માટે કેટલી જમીન જોઇએ, બોલો? મુંબાઇ જેવડી? સુરત જેવડી? અમદાવાદ જેવડી? કેવડી જગા જોઇએ?

અરે, ફકત એક ટાંકણીના માથા જેવડી!

ટેનીસના દડા તમે જોયા હશે. દડાનો અંદરનો ભાગ ખાલી હોય. ખાલી એટલે કે હવા તો ખરીસ્તો! હવે આ હવાનો એકેક અણુ જો દડા જેવડો બને તો આ આખો દડો આપણે રહીએ છીએ તેવડી પૃથ્વી જેવડો બની જાય.

કેમ ? અણુનો કંઈક ખ્યાલ આવે છે ?

## ૬૫ જાણવા જેવું

જેઓ વિમાનમાં બેસીને ખૂબ ઉંચે ચઢે છે તેમની પાસેથી જાણવામાં આવ્યું છે કે ૩૦૦૦ ફુટ ઉંચે ચઢીએ ત્યાં સુધી કોઇ પણ જાતનાં પંખી નજરે પડે છે. પછી, એથી વધારે ઉંચે, પંખીઓ નજરે પડતાં નથી.

## ૬૬ દરરોજ

સ્હવારે ચ્હા પીવાનો રિવાજ બહુ વધી ગયો છે. તમે કદાચ ચ્હા પીતા હો કે ન હો પણ એ રિવાજ ક્યાંથી નીકળ્યો તેની હકીકત જાણવા જેવી છે. ચ્હાના પાંદડાને આમ ઉકાળીને પીવાની રીત મૂળ ચીનમાં શરૂ થયેલી. લગભગ ૨૫૦૦ વરસ પરના ચીનના એક પુસ્તકમાંથી ચ્હા વિષે હકીકત મળે છે. લોકો એના તરફ એટલા વળ્યા કે રાજ્યને તે પર વેરો નાંખવો પડયો. પછી જાપાનને એ લત લાગી. ચીનમાં ને જાપાનમાં તો આ ઉકાળો ખાંડ કે દૂધ વિનાજ પીવામાં આવે છે-ત્યાંના લોકોને એમાંજ મઝા પડે છે. વિલાયતમાં ચ્હા ઇ૦ સ૦ ૧૬૫૦ સાલની આસપાસમાં

આવી. ધીમે ધીમે એના પીનારા વધ્યા. ને હવે આજે ઘેરે ઘેર પીવાય છે. હિન્દુસ્તાનમાં એ તોફાન ૧૮૨૦ની સાલમાં પેઠું. એ વરસમાં ઈસ્ટ ઇંડીયા કંપનીએ હિન્દુસ્તાનમાં એ પાંદડાં ઉગશે કે નહિ તે જાણવા માટે તેનું વાવેતર શરૂ કર્યું. તે ઉગે છે એમ માલમ પડતાંજ તેમણે એ ધંધો મોટા પાયા પર, વધાર્યો અને આજે તો હિન્દુસ્તાનમાં એટલી બધી ચ્હા થાય છે કે ન પૂછો વાત. પહેલાં ચ્હા મોટા લોકો પીતા, પણ હવે તે ઘેર ઘેર પીવાતી થઈ છે.

## ૬૭ એક જાદુનો ખેલ

તમારે સૌને કહેવું કે "તમારા મનની ધારેલી વસ્તુ હું કહી શકું છું. તમારે સૌએ ઓરડામાં બેસવું. ઓરડામાંની વસ્તુમાંની એક ધારવી. પછી હું ઓરડામાં આવીશ. એક જણે ઓરડામાંની વસ્તુઓ ગણાવવા માંડવી. ધારેલી વસ્તુ આવશે કે તુરત હું એને બોલતો અટકાવી કહી આપીશ."

આ ખેલમાં એક મળતિયાની ખાસ જરૂર છે. પહેલેથી તેની સાથે એવી સંતલસ કરી રાખવી કે તે પોતેજ ઓરડામાંની વસ્તુઓનાં નામ ગણાવવા માંડે. અને સાથે એવું પણ નક્કી કરવું કે જે વસ્તુ ધારેલી હોય તે એણે કાચની કોઈ વસ્તુની બરાબર આગળ, અથવા પાછળ કાચની વસ્તુથી ત્રીજી કે ચોથી (નક્કી કર્યા મુજબ) બોલવી. એ રીતે તે બોલે એટલે તુરત તમારે થોડા ઢોંગસોંગ કરીને વસ્તુ કહી દેવી. મળતિયા સાથે બેચાર જુદી જુદી જાતના સંકેત કરી રાખજો; જેથી એજ ખેલ બે ત્રણ વાર બતાવવો પડે તો

વગર ભૂલે અને વગર પકડાયે તમે કરી શકો.

## ૬૮ આટલાં બધાં રૂપ!

એકનો એક વિચાર દર્શાવવા ભાષામાં જાત જાતની કહેવતો હોય છે. ઘણુંખરૂં આ કહેવતો જુદા જુદા જીલ્લાઓમાં વપરાય છે. જે કહેવત એક જીલ્લામાં ખૂબ વપરાતી હોય તે બીજે ઠેકાણે સાંભળવામાંય ન આવે એમ પણ બને. (કેટલાક શબ્દોનું પણ એવું હોય છે) જુઓ આ કહેવત: એનાં કેટલાં બધાં રૂપ છે!

ગધેડાનું પુંછડું પકડયું તે પકડયું.
હરલ લાકડી પકડી તે પકડી
(હરલ એક જાતનું જનાવર છે)
મૂળ સમૂળાં જાય પણ ખેતશી ખોટ ન ખાય.
હાથમાં ડાંગ ને ફેરવે ફુલો,
લીધી વાત ન મૂકે લુલો.
મીઆંભાઇનું નાડું; ઝાલ્યું તે મૂકેજ નહિ.
મેમણનું માછલું સામા પૂરે ચાલે.
સો તારી રામદુવાઇ ને એક મારૂં ઉંહું.

આ શિવાય પણ આજ કહેવત માટે કોઇ કોઇ સ્થળે બીજાં વાકયો વપરાય છે પણ તેમાં કહેવત જેવું ચમત્કારીપણું નથી.

## ૬૯ બાર ગાઉએ બોલી બદલાય

એવી કહેવત છે. બોલી તો બદલાય તો બદલાય પણ

એકના એક શબ્દોની જાતિ પણ બદલાય છે. દાખલા તરીકે ચ્હા શબ્દ સુરત જીલ્લો નારીજાતિમાં વાપરે છે. અમદાવાદમાં ચ્હા પીધો એમ કહે છે. સુરતમાં સોપારી ખાધું કહેવાય છે. અમદાવાદ તરફ સોપારી ખાધી કહેવાય છે. તમાકુ પણ નર અને નારી બે જાતિમાં વપરાય છે. આવા ઘણા શબ્દો, તપાસ કર્યાથી જડી આવશે. ' ચકલો ' શબ્દ બે રસ્તા ભેગા થતા હોય તેને માટે વપરાતાં આખરે મહોલ્લા માટે વપરાતો થયો છે. પણ સુરતમાં એ શબ્દ નરજાતિમાંજ વપરાય છે ત્યારે ભરૂચમાં ' લલ્લુભાઈનું ચકલું ' એમ નાન્યતર જાતિમાં પણ વપરાય છે. તમે જ્યારે બહારગામ જાઓ ત્યારે આવા શબ્દોની તજવીજ જરૂર કરજો.

## ૭૦ : એક ગમ્મત

(અદાલતનો દેખાવ)

આરોપી: સાહેબ, મારા વકીલ હજી આવનાર છે તે આવે પછી શરૂ કરજો.

મામલતદાર: અરે, પણ ભલા માણસ ચોરી કરતાં કરતાંજ તું પકડાયો, હવે તારો બચાવ તે વકીલ શી રીતે કરવાનો છે ?

આરોપી: મને પણ, સાહેબ, તેજ નથી સમજાતું તો!

## ૭૧ અધધધધ !

ત્રણ જ આંકડાથી બતાવી શકાય એવી મોટામાં મોટી રકમ કઇ ? તમે ટપ્ દઇને કહેશો કે: ઓહોહો, એમાં તે

શું પૂછ્યું ? નવસોને નેવાણું.

રાખો રાખો જરા. એમ ફુલાઇ ના જશો. ત્રણ આંકડાથી દર્શાવાતી તમને એવી એક રકમ બતાવું કે તમારા હોંજાજ ગગડી જાય.

એ રકમ લખાય છે આમ:—$૯^{૯^{૯}}$ અને બોલાશે આમ: નવની નવઘાતની નવઘાત. જેમ નવને નવે ગુણતાં જે આવે તે નવનો વર્ગ ને વધુ એકવાર નવે ગુણતાં નવનો ઘન આવે છે તેમ આગળ એક એક ગુણાકાર એજ રીતે વધારતાં નવની ચતુર્ઘાત, નવની પંચઘાત, નવની ષષ્ઠઘાત એમ થાય છે; અને આ ઘાત દર્શાવનારો આંકડો માથે મૂકાય છે એ વાત તમને કદાચ ખબર હશે.

હવે જરા વિચારો કે આ નવની નવઘાત કેવડીક હશે. જરા કાગળ પેન્સીલ લઇને બેસજો અને બરાબર ગુણાકાર કરજો.

સાહેબ મહેરબાન ! નવની નવઘાત એટલે (૯×૯×૯×૯×૯×૯×૯×૯×૯) ૩૮૭૪૨૦૪૮૯ થઈ. કેમ, તમારા ગુણાકારો શું બતાવે છે ?

$૯^{૯^{૯}}$ માંથી $૯^{૯}$ જ આટલા થયા. એટલે $૯^{૯^{૯}}$ની રકમ તો આમ આવે: $૯^{૩૮૭૪૨૦૪૮૯}$ એટલે કે નવને પોતાથી આટલી બધી વાર (૩૮ કરોડથીય વધુવાર) ગુણીએ ત્યારે એ રકમ આપણને મળે !

બોલો, ત્રણ આંકડાથી બતાવાતી આ રકમ કેવી ગજબ છે !

પણ એનું રાક્ષસીપાણું હજુ તમને નહિ સમજાયું હોય. લ્યો, જરા તે પણ સમજી લ્યો. ધારો કે તમે છો ચૌદ વરસના. આજેજ તમારી વરસગાંઠ. આજથી આ ગુણાકારો કરવાનું તમે શરૂ કર્યું. રોજ દશ કલાક એ તોફા કામ કરો છો. એ દશ કલાક દરમ્યાન તો થુંકવા પણ નથી ઉઠતા. એમ છતાં આ રકમ કાઢવાના ગુણાકાર કરતાં કરતાં તમે બુઢ્ઢા થઈ જશો. તમને પળીયાંયે આવી જાય. કંઇ નહિ તો તમે ૪૨ વરસના તો થશોજ.

ને આ ગુણાકારો કરવાને માટે કાગળ કેવડો જોઇએ તે જાણો છો ? ફક્ત એક હજાર ને પચાસ માઇલ લાંબો; વધારે નહિ ! મુંબાઇથી ઠેઠ કલકત્તા સુધી પહોંચે એવું ટીપણુંજ સમજી લ્યોને !

કેમ, થાય છે મરજી ? જરા અજમાવી તો જોજો, ને બુઢ્ઢા થાવ ને એ રકમ મેળવો ત્યારે બોલશો કેવી રીતે ?

પરમેશ્વરની ચોટલીથી તે પગ સુધી, બીજું શું ?

## ૭૨ તરેહવાર કાયદા

જુદા જુદા દેશોમાં તરેહવાર કાયદા નજરે પડે છે. અમેરિકામાં ન્યુ જરસી નામે એક રાજ્ય છે. તેનો કાયદો એવો છે કે રાત્રે આઠ વાગ્યા પછી જો કૂતરૂં ભસે તો તેના માલિકને ૪ શિલિંગ ( લગભગ રાા રૂપિયા ) નો દંડ કરવામાં આવે છે. ઘણે ઠેકાણે દિવસના ભાગમાં શેતરંજી કે સાવરણી કે કપડાંની ધૂળ બારીએથી ખંખેરવા માટે દંડ કરવામાં આવે છે. જર્મનીમાં એવો કાયદો ઘણા શહેરમાં

છે કે કચરામાંથી કાગળો, કાદવ, રાખ વગેરે જૂદું જૂદું કરીને રાખવું પડે છે ને પછી તે રાજ તરફના માણુસો લઇ જાય છે. એ રીતે જૂદું ન પાડયું હોય તો સજા થાય. કેટલેક ઠેકાણે એવો કાયદો છે કે છોકરાંઓને ભેગાં—એકજ કુંડીમાં ન્હવડાવવા નહિ. નહિ તો દંડ થાય. આ બધા કાયદા લોકોનાં સુખસગવડ અને તન્દુરસ્તી ખાતરજ કરેલા છે. લોસ એન્જેલિસમાં ૧૬ વરસની નીચેની ઉમ્મરનું માણુસ તપકીર સુંઘે તો તે પણુ ગુન્હો ગણુાય છે.

## ૭૩ કુદરતની કારીગરી

જાવા ને સુમાત્રાનું નામ કોણે નથી સાંભળ્યું? આ ટાપુઓ પર પહેલાં હિન્દુસ્તાનના રાજાઓની હકુમત હતી એવી શોધ થઇ છે. ત્યાં હિન્દુ દેવોનાં દહેરાં પણુ મળી આવે છે. મહાભારત વગેરેનાં ચિત્રો પણુ જોવામાં આવે છે. ઘણુા મુસાફરોએ આ વાતની ખાતરી કરેલી છે. સુમાત્રામાં એક જાતનું ફુલ થાય છે તે નવાઇ જેવું છે. તેની એક એક પાંખડી છ–છ હાથથી યે વધારે લાંબી હોય છે. દુનિયામાં એવડું મોટું ફુલ બીજે કોઈ પણુ સ્થળે થતું નજરે પડ્યું નથી. સૌથી મોટું ફુલ એજ ગણુાય છે. એને ફુલરાણી કહીએ તોય ચાલે!

## ૭૪ ભેંસ બિચારી બાપડી—

ભેંસને આપણે ભલા જાનવર તરીકે લેખીએ છીએ. બનતાં સુધી એ કોઇને કનડે કે દુઃખ દે નહિ. પણુ જંગલી

ભેંસનો ખ્યાલ પાળેલી ભેંસ પરથી નજ આવે. જંગલની ભેંસ ભારે ભયાનક પ્રાણી છે. એ સિંહ કે વાઘ સાથે પણ લઢી શકે છે. જ્યારે જંગલી ભેંસ ઉકળે ત્યારે ગમે તેવું ફાડીખાઉં જાનવર પણ એની સામે ન ટકી શકે. આમ છતાં એ જંગલી ભેંસ માંસ પણ નથી ખાતી; ફળફુલ અનાજ જ ખાય છે. આફ્રિકાની જંગલી ભેંસ બહુજ ભયંકર મનાય છે. ત્યાં કોઇ કોઇ વાર ઘણી ભેંસો એકઠી થઇ ટોળા રૂપે કોઈ ગામડા પર ધસી જાય છે અને આખું ગામ ખેદાન મેદાન કરી તોફાન મચાવી ભાગી જાય છે.

## જવાબો

હરિદ્વાર, કરાંચી (રાંચી); વછનાગ (દવા) નાગચંપો (ફુલ) નાગર (જાતિ) નાગકેસર (દવા) નાગ (બંગાળા તરફ અટક છે); વીસનગર, સિંધુ, બેલગામ; અજમો, મહમદબેગડો, દાળ, વાઘ, દરાજ (શહેર નીકળે અમદાવાદ); તજ, કરમ (બધાના કપાળમાં કરમ એટલે નસીબ લખાયલું છે એમ કહેવાય છે ને કરમ કીડા છે), કુસુમ–સુમન (કુસુમમાંથી કુ કાપી ન ઉમેર્યો એટલે સુમન થાય. બંન્નેનો અર્થ ફુલ છે.) રસ, ( રસ કેરીનો હોય ને રસ રોગ છે) રસ્તો, તારો ( આકાશમાંનો તારો અને તરવાનું જાણનાર પણ તારો); ઇડર, તેહરિ, કઠોર, નાર, કટક, તાંજોર.

## ૭૫ નાટકનું મૂળ

ગુજરાતમાં નાટકો હમણાં ઘણાંજ થોડા વરસથી

ચાલુ થયાં છે. આશરે પોણોસો વરસ થયાં હશે. તે પહેલાં દક્ષિણીઓની નાટક મંડળીઓ ખેલો ભજવવા ગુજરાતમાં આવતી અને ભજવી જતી. આપણે ત્યાં માત્ર ભવાઇઓ ભજવાતી. આ ભવાઇઓ હજુ યે ગામડાંઓમાં કયાંક કયાંક ભજવાય છે. પણ તેમાં દેખાવનું કંઈ ઠામ ઠેકાણું નથી હોતું અને ભાષા બહુ ગંદી હોય છે. એ ભજવનારા અભણ જેવાજ હોય છે.

## ૭૬ ખરી ફરજ

માધવરાવ પેશવાનું નામ તમે ઇતિહાસમાં વાંચ્યું હશે. એની એક વાત છે. પૂનામાં એક કોઇ શાસ્ત્રી આવ્યો. તેણે ભાષણ કર્યું કે નિત્ય કર્મ દરેક માણસે સંપૂર્ણ રીતે કરવું જોઈએ. આ વાત માધવરાવને ગળે ઉતરી. પછી થોડે દહાડે રામશાસ્ત્રી પ્રભુણે નામના રાજ્યના ન્યાયાધીશ પેશવાને મળવા આવ્યા. નોકરે કહ્યું કે શ્રીમંત તો જપ કરતા બેઠા છે. રામશાસ્ત્રી અંદર દોડી ગયા; અને પેશવાના જપતપમાં ખલેલ નાંખી. પ્રભુણેનું માન એટલું બધું હતું કે એને એમ કરવાનો હક હતો. રામશાસ્ત્રીએ જણાવ્યું કે મહારાજ, તમે આ શું માંડ્યું છે? તમે બ્રાહ્મણ ખરા, પણ હમણાં તો તમે રાજ કરો છો—ક્ષત્રિય છો. તમે અડધો દહાડો—પહોરના પહોર જપતપ કર્યા કરશો તો પછી રૈયતની દાદ કોણ સાંભળશે? તમારે તપ કરવું હોય તો ચાલો ને, આપણે બંને કાશી જઇએ. ત્યાં હું તમને તપ કેમ કરવું તે શિખવીશ. બાકી અત્યારે તો તમને એ

નહિ કરવા દઉં. માધવરાવ પેશવાને ગળે વાત ઉતરી ગઇ અને તે દિવસથી એણે પોતાની એ ટેવ છોડી રાજકાજમાં વધારે ધ્યાન આપવા માંડ્યું. રામશાસ્ત્રી પ્રભુણે ઘણા પ્રભાવશાળી પુરૂષ થઈ ગયા. તેમની ઘણી વાતો જાણવા જેવી છે.

## ૭૭ સિનેમાની ફિલ્મો

સિનેમાની શોધ પાકે પાયે તો એડીસને કરી; પણ તે પહેલાં ઘણાકોએ એ માટે ખટપટ કરેલી. એવાઓમાં મૂઈ બ્રીજ (Muy Bridge) નું નામ ખાસ જાણવા જેવું છે. ફક્ત સાધારણ છબી પાડવાનો કેમેરા નીકળ્યા પછી જીવતા બનાવોની છબી પાડવાનું એને સૂઝ્યું. એણે એવું કર્યું કે પચ્ચીસેક કેમેરા તૈયાર કર્યા. ઘોડ દોડના મેદાન પર ગયો ત્યાં તે બધા કેમેરા હારબંધ ગોઠવ્યા ને કરામત એવી કરી કે ઘોડો જેમ દોડતો જાય તેમ તેની ઠેસ લાગવાથી એક દોરી ખસી જાય. તે દોરી કેમેરાની ચાંપ સાથે વળગાડેલી હોય એટલે ચાંપ છૂટતાં છબી પડી જાય. આવી રીતે એણે ઘોડાની દોડની લાગલાગટ ૨૫ છબી લીધી. પણ પછી એને થયું કે આ ખટપટ તો ભારે પડી જાય, ને ફાવે નહિ. પછી એકજ કેમેરામાં એવી રીતે અનેક છબીઓ લેવાય એવી ગોઠવણ કરવાની ખટપટે તે લાગ્યો અને અત્યારે એવાજ કેમેરા વડે સિનેમાની ફિલ્મો બને છે.



# નવા યુગનાં રમકડાં

## સેટ ૧ લો

૧ ટૉલ્સ્ટૉયની ત્રણ વાતો ૦—૫—૦
૨ બકુલ ૦—૬—૦
૩ બિરબલનો બન્ધુ ૦—૮—૦
૪ મૂરખરાજ (ટૉલ્સ્ટૉય) ૦—૮—૦
૫ નીલમ ૦—૬—૦
૬ ભીષ્મ અને યુધિષ્ઠિર ૦—૪—૦
૭ બાળવિહાર (૧) ૦-૧૨-૦
૮ જયબજરંગ ૦—૬—૦
૯ વાઘોનું વન ૦—૪—૦
૧૦ જાદૂઈ હાર ૦—૪—૦
૧૧ બરફીપુરી ૦—૪—૦
૧૨ સોનાકુમારી ૦—૪—૦
૧૩ તોફાની ટીંપુડો ૦—૬—૦
૧૪ કચુંબર ૦—૩—૦
૧૫ ધૂપસળી ૦—૪—૦
૧૬ બાળવિહાર (૨) ૦—૬—૦
૧૭ મોતીના દાણા ૦—૫—૦
૧૮ એક હતો કૂતરો— ૦—૪—૦
૧૯ કેરીનાં ભજીયાં ૦—૩—૦
૨૦ નવનીત ૦—૩—૦
૨૧ મેઘધનુષ ૦—૪—૦
૨૨ મિયાઉં ૦—૧—૦
૨૩ હાથી ધમધમ ચાલે ૦—૧—૦
૨૪ બાળ ડાયરી ૦—૩—૦
૨૫ ચોપગાંની ચતુરાઇ ૦—૪—૦
૨૬ ચકલાનું રાજ ૦—૧—૦
૨૭ રમકડાંની દુકાન ૦—૧—૦
૨૮ જાદુઇ જમરૂખ ૦—૧—૦
૨૯ મકનો મસ્તાનો ૦—૧—૬
૩૦ બંગાળી બિરબલ ૦—૬—૦

કુલ ૮—૦—૬ ને બદલે આખો સેટ લેનારને ૭ાા રૂા.માં ફેન્સી બાકસ સાથે. પોસ્ટેજ ૩ા રૂા. સ્ટેશનવાળા ગામે રેલ્વે પાર્સલ સસ્તું પડે.

## સેટ બીજો:

૧ બુલબુલામણિ ૦)—
૨ સવાકાની આપવીતી ૦)—
૩ ખોટી ખોટી વાતો ૦ા
૪ સિપાઈદાદા ૦)ાા
૫ મધપૂડો ૦ાા
૬ કાલસાકાકા ૦ા—

નવી ચોપડીઓ તૈયાર થાય છે.

## મોટા બાળકો-કુમારો માટે

બલિદાન ૦ા—
બ્રહ્માંડનો ભેદ ૩ાા
પારસમણિ ૨)
ગીતાંજલિ ૧ા
પાંડવગુપ્તનિવાસ ૦ાા
ખાંયણાં ૦ા—
નીતિધર્મ ૦ાા

ગાંડીવ